# નકશાની પ્રાવેશિક ભૂગોળ.

યાને

# ચોર્યાસી તાલુકો.



— રચનાર —

માસ્તર, કુન્દનલાલ આદિત્યરામ પુરોહિત.

છપાવી પ્રસિદ્ધ કરનાર

કાન્તીલાલ આદિત્યરામ

અંબાજીરોડ—સુરત.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૧૭ ડીસેમ્બર.



કીંમત ૦-૧-૩.

# પ્રસ્તાવના.

(૧) આ લઘુ પુસ્તકને પ્રસ્તાવનાની કાંઇ વધુ જરૂર હે એમ મને જણાતું નથી; જેથી વિશેષ ન લખતાં ટુંકમ લખીશ કે, આ ભૂગોળ શિક્ષણ પદ્ધતિ અનુસાર ધોરણ બીજાના વિદ્યાર્થીઓ જાતે વાંચીને સમજી શકે એવી તદન સરળ ભાષામાં લખી છે.

(૨) શૈલી નૂતન છે; તેમજ નકશાની શરૂઆત આ ધોરણથી થતી હોવાના કારણથી દરેકે દરેક બાબતો ઉપર પૂરતું લક્ષ આપ્યું છે.

(૩) આ મારી કૃતિ વિદ્યાર્થીઓને, તેમના વાલીઓને તેમજ ધોરણ બીજું શીખવનારા મારા શિક્ષક બન્ધુઓને ઉપયોગી થશે, તો કર્તા તરીકેનો મારો શ્રમ સફળ થયો એમ હુ સમજીશ.

લી૦

માસ્તર કુન્દનલાલ આદિત્યરામ
પુરોહિત.

॥ॐ॥

# કક્ષાની પ્રાવેશિક ભૂગોળ

## યાને

# ચોર્યાસી તાલુકો.



**ટીપ**—બહારની દિશાઓ, ખુણાઓ, નિશાળની ભૂગોળ, શહેરની ભૂગોળ વિદ્યાર્થીઓ શીખી ગયા છે, એમ માની લઇ. **ચોર્યાસી તાલુકાની** ભૂગોળ શરૂ કરી છે.

**સાધન**—ચોર્યાસી તાલુકાનો નકશો.

**નકશાની યાને હરકોઇ વસ્તુની દિશા તેમજ ખુણા ઓળખવાની સમજ.**

**દિશાઓ**—જે વસ્તુની આપણે દિશા ઓળખવી હોય, તે વસ્તુને આપણી સામે રાખતાં, અથવા તો તે વસ્તુની સામે આપણું ઉભા રહેતાં, આપણા માથા તરફની એટલે તે વસ્તુના મથાળા પરની જે દિશા તેનું નામ **ઉત્તર.**

આપણા પગ તરફની એટલે તે વસ્તુની નીચેની દિશા તે **દક્ષિણ.** હવે આપણી છાતીની સીધી લીટીમાં બન્ને હાથો લંબાવતાં જમણા હાથ તરફની **પૂર્વ**; અને ડાબા હાથ તરફની **પશ્ચિમ** દિશા કહેવાય છે.

**સામસામી દિશાઓ**—ઉત્તર અને દક્ષિણ, તેમજ પૂર્વ અને પશ્ચિમ છે.

**ખુણાઓ**—જેમ દિશાઓ ચાર છે, તેમ ખુણાઓ પણ ચાર છે. સામસામી દિશા વચ્ચે ખુણાઓ થઇ શકતા નથી.

(૧) **અગ્નિ ખુણો**—પૂર્વ અને દક્ષિણ વચ્ચે છે.

(૨) **નૈૠત્ય ખુણો**—દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે છે.

(૩) **વાયવ્ય ખુણો**—પશ્ચિમ અને ઉત્તર વચ્ચે છે.

(૪) **ઇશાન ખુણો**—ઉત્તર અને પૂર્વ વચ્ચે છે.

દિશાઓ તેમજ ખુણાઓ દર્શાવનાર નકશો.



**ટીપ**—શિક્ષકે વિદ્યાર્થીઓ પાસે આવા નકશાઓ સ્લેટપર દોરાવી દિશા અને ખુણાનું જ્ઞાન સચોટ કરાવવું.

ક્લાસની અંદરના સાધનો જેવાં કે, બોર્ડ, ટાઇમ ટેબલ, ક્લાસનું પત્નું. વગેરેની દિશા અને ખુણા જુદા જુદા વિદ્યાર્થીઓ પાસેથી શોધાવવા.

**નકશો એટલે શું ?** કોઇ પણ ગામ, તાલુકો. જિલ્લો વગેરેનો કાગળ પર અથવા કપડા પર **માપ પ્રમાણે** ચીતરેલો આકાર તેનું નામ નકશો.

**ચોર્યાસી તાલુકાના નકશાનું માપ**—ચોર્યાસી તાલુકાનો નકશો એક માઇલે એક ઇંચિનું માપ લઇ કરવામાં આવેલો છે.

**માપની સમજ**—સુરતથી કતારગામ ત્રણ માઇલ દૂર છે, તો તે બતાવવા નકશામાં ત્રણ ઇંચિનું અંતર એ બે ગામ વચ્ચે મૂકે છે. વળી નકશામાં સુરતથી ભીમપોર વચ્ચે સાત ઇંચિનું અંતર મૂકેલું છે, તો તે પરથી સમજવાનું કે એ બે ગામ વચ્ચે સાત માઇલનું અંતર છે.

**આપણા રહેઠાણનો ખ્યાલ**—આપણે **હિંદુસ્તાન** દેશમાં રહીએ છીએ, તે દેશના **મુંબઇ** ઇલાકામાં રહીએ છીએ, તે ઇલાકાના **ગુજરાત** પ્રાંતમાં રહીએ છીએ, તે પ્રાંતના **સુરત** જિલ્લામાં રહીએ છીએ, તે જિલ્લાના **ચોર્યાસી** તાલુકામાં રહીએ છીએ, અને તે તાલુકાના **સુરત** શહેરમા રહીએ છીએ.

સુરત શહેરની ભૂગોળ આપણે શીખી ગયા છીએ. સુરત શહેર ચોર્યાસી તાલુકામાં આવેલું હોવાથી. આપણે હવે ચોર્યાસી તાલુની ભૂગોળ શીખીશું.

**તાલુકો શી રીતે બને?** નાનાં નાનાં ઘણાં ગામો મળીને થએલો જથ્થો તેનું નામ તાલુકો.

ગામના ઉપરી **પટેલ-તલાટી** કહેવાય છે. અને તાલુકાનો ઉપરી **મામલતદાર** કહેવાય છે.

**જિલ્લો શી રીતે બને?** પાંચ સાત તાલુકાઓ મળીને થએલો જથ્થો તેનું નામ જિલ્લો.

જિલ્લાનો ઉપરી અધિકારી **કલેકટર સાહેબ** કહેવાય છે.

**ચોર્યાસી તાલુકો કયા જિલ્લામાં આવ્યો? અને તેમાં કેટલા તાલુકા છે?**

ચોર્યાસી તાલુકો સુરત જિલ્લામાં આવ્યો છે અને તેમાં આઠ તાલુકા છે; તેનાં નામ.

**પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, બારડોલી, માંડવી, ચોર્યાસી, અને ઓલપાડ.**

**ચોર્યાસી તાલુકો એ નામ પડવાનું કારણ**—આ તાલુકામાં ચોર્યાસી ગામો હતાં તે ઉપરથી.

**ચતુરસીમા એટલે શું?** હરકોઈ વસ્તુની ચારે દિશાએ શું શું આવ્યું છે તે.

## ચોર્યાસી તાલુકાની ચતુર સીમા.

**ઉત્તરે**—ઓલપાડ તાલુકો અને તાપી નદી.

**દક્ષિણે**—ગાયકવાડનું રાજ્ય અને મિંઢોળા નદી.

**પૂર્વે**—ગાયકવાડનું રાજ્ય.

**પશ્ચિમે**—અરબી સમુદ્ર અને ઓલપાડ તાલુકો.

## સામાન્ય વર્ણન.

**રચના**—ચોર્યાસી તાલુકો લગભગ સપાટ મેદાન જેવો છે. આ તાલુકામાં ડુંગરવાળી જમીન બીલકુલ નથી. ચાર ખાડીની દક્ષિણનો ભાગ ખાડા ટેકરાવાળો છે. આ તાલુકાની ઉત્તરે અને દક્ષિણે બે મોટી નદીઓ આવવાથી આજુબાજુની જમીન રસકસથી ભરપુર છે. તાલુકાની જમીનનો ઢાળ પૂર્વ પશ્ચિમ છે.

**જમીન**—ચોર્યાસી તાલુકાની જમીન કાળી અને ગોરાડુ છે.

**વિસ્તાર**—આ તાલુકાની લંબાઇ લગભગ ૧૭ માઇલ્સ છે અને પહોળાઇ લગભગ ૧૬ માઇલ્સ છે.

**હવાપાણી**—આખા તાલુકાનાં હવા પાણી સારાં ગણાય છે. પૂર્વ ભાગ દરીઆથી દૂર હોવાના કારણે તાપ વધારે પડે છે, અને પશ્ચિમ ભાગ દરીઆની સાથે લાગેલો હોવાથી તાપ ઓછો પડે છે. આખા તાલુકામાં ડુમસ-**ભીમપોરની** હવા ઘણી સારી ગણાય છે. બન્ને ગામો દરીઆ કિનારે આવેલાં હોવાથી, ત્યાંની હવા ખારી છે અને તે હવા માંદા માણસોને બહુજ ગુણકારી છે. આખા તાલુકામાં વરસાદ સારો પડે છે. અને તે લગભગ ૩૯ ઇંચ જેટલો છે.

**વનસ્પતિ**—આંબા, સુખડ, ફણસ, તાડ, જમરૂખી, લીમડા, પીપળા, વડ, બાવળ, આમલી અને ખજુરાનાં ઝાડો તાલુકાના જુદા જુદા ગામોમાં માલૂમ પડે છે.

**વસ્તી**—મુખ્ય હિન્દુની છે. મુસલમાન, પારસી, વહોરા, વગેરેની સાધારણ છે. કોળીની વસ્તી દરેક ગામમાં વધારે માલૂમ પરે છે, તેમજ દૂબળાની વસ્તી દરેક ગામમાં થોડી ઘણી છે.

**ધંધો**—તાલુકાના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. વહોરાઓ પરદેશ જઈ વેપાર કરે છે; તેમજ કોળી, દુબળા વગેરે ખેતીની મજુરી કરે છે.

**ધર્મ**—મુખ્ય ધર્મ હિન્દુ, જરથોસ્તી અને મુસલમાની છે.

**ભાષા**—ગુજરાતી અને ઉર્દુ (મુસલમાની) મુખ્ય છે.

**મુખ્ય પાક**—જુવાર, બાજરી, ડાંગર, કપાસ, કઠોળ, તમાકુ અને કેરીનો છે.

**પરદેશથી આવતો માલ**—તમામ જાતનો વિલાયતી સામાન, કાપડ, ખાંડ, ચાં, ગ્યાસતેલ, દવા વિગેરે.

**નદી કોને કહે છે?**—મીઠા પાણીનો પ્રવાહ, પર્વત અથવા સરોવરમાંથી નીકળી, ઢળતી જગામાં વહી, સમુદ્રને મળી જાય તેનું નામ નદી કહેવાય છે.

**ચોર્યાસી તાલુકામાં આવેલી મુખ્ય નદીઓ**—બે છે. (૧) **તાપી**, (૨) **મિંઢોળા**. તાપી નદી ચોર્યાસી તાલુકાની ઉત્તરે આવેલી છે, અને મિંઢોળા નદી દક્ષિણે આવેલી છે.

**તાપી નદી**—સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે.

**મિંઢોળા નદી**—સોનગઢના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે. મિંઢોળા નદી કરતાં તાપી નદી લગભગ નવગણી લાંબી છે. બન્ને નદીઓપર પૂલો બાંધેલા છે.

**તાપી નદીપર આવેલાં ગામો**—વરાછા, અમરોલી, ઉતરાણ, ફુલપાડા, વરિઆવ, સુરત, રાંદેર, ઉમરા, મગદલ્લા અને ડુમસ છે.

**મિંઢોળા નદીપર આવેલાં ગામો**—સામરોદ, પારડીરેકબ, કછોલી, કફલેટા અને ઊભેર છે.

**મૂળ અને મુખ**—નદી જ્યાંથી નીકળે છે, તે જગાને મૂળ કહે છે; અને નદી જ્યાં આગળ મળી જાય છે, તે જગાને મુખ કહે છે. તાપી નદીના મુખ આગળ ડુમસ, ભીમપોર ગામ આવેલાં છે. ઉપલી બન્ને નદીઓનાં મુખ અરબી સમુદ્રમાં છે.

**ખાડી કોને કહે છે?**—નદી જેમ જેમ વહે છે, તેમ તેમ જમીનમાં જે પોલાણ કરે છે, તેને નદીની ખાડી કહે છે.

**ચોર્યાસી તાલુકામાં આવેલી ખાડીઓ**—(૧) કાંકરાખાડી. (૨) ચારખાડી. બન્ને ખાડીઓ મિંઢોળા નદીને મળી જાય છે. કાંકરાખાડીમાંથી મરડીઆ કાંકરા નીકળે છે, તેથી એ નામ પડયું છે. એનાપર પૂલ બાંધેલો છે. ચારખાડી કાંકરાખાડીથી અડધી છે.

**રેલ્વેની સડકો**—એ છે. (૧) **બી, બી, એન્ડ સી, આઇ રેલ્વે.** ઉત્તરથી દક્ષિણે જાય છે. એનાપર ચાર સ્ટેશન છે. **ઉતરાણ, સુરત, કાંકરાખાડી, સચીન.** (૨) **ટાપ્ટીવ્હેલી રેલ્વે.** એ પશ્ચિમથી પૂર્વ તરફ જાય છે, એનું પહેલું સ્ટેશન **કાંકરાખાડી** છે.

રેલ્વેને રસ્તે પુષ્કળ માલની આવ જા થાય છે. નદીના રસ્તાનો વેપાર નહીં જેવો છે. કારણ કે નદીમાં પુરાણ થવાથી મોટાં વહાણો તેમજ આગબોટો આવ જા કરી શકતી નથી. નાનાં વહાણોથી જુજ માલ પરગામથી આવી શકે છે.

મુખ્ય રસ્તાની સડકો—(૧) સુરતથી વરાછા, (૨) સચીન, (૩) ખજોદ. (૪) ડુમસ–ભીમપોર, (૫) રાંદેર. (૬) અડાજણ–પાલ–ભાઠા. (૭) વરીઆવ–કતારગામ, અને (૮) કુંભારીઆ થઇ બારડોલી જવાની છે.

ચોર્યાસી તાલુકાનાં મોટાં ગામો—સુરત, રાંદેર, મોટા વરાછા, કતારગામ, વેડ, ડભોલી, સીંગણપોર, અડાજણ, પાલ, ભાઠા, ઉમરા, પીપલોદ, મગદલ્લા, ગવીઅર, ડુમસ, ભીમપોર, ઉધના, ભેસતાન, ભાણોદ્રા, સચીન, તલંગપોર, જીઆવ, ગુડીઆ, ખજોદ, આભુવા, ભરથાણા, વેસુ, મજુરા, અલથાણ, દહેલાડવા, ડીંડોલી, કપલેથા, પુણા, સણીઆમોદ, કુંભારીઆ, વેડછા, ઉમરવાડા, ફુલપાડા, ઉતરાણ, વરાછા, નવાગામ, કાપદ્રા વિગેરે છે.

**ટીપ:**—ઉપર લખેલાં બધાં ગામો મોઢે કરવાનાં નથી, પરંતુ ખાસ નકશામાં બતાવતાં આવડવાની જરૂર છે.

ચોર્યાસી તાલુકામાં કેટલાંક ગામો સચીનના નવાબ સાહેબને તાબે છે, કેટલાંક ગાયકવાડી છે, અને કેટલાંક ઇનામી છે.

**સચીનના નવાબના તાબાનાં ગામો**—સચીન, ડુમસ, ભીમપોર, ગવીઅર, સરસાણા, ઉધના, ધોડાદરા, અને પુણા. આ ગામોની હદ નકશામાં જાંબુડા રંગથી બતાવેલી છે.

**ગાયકવાડી ગામો**—કરાડવા અને જીઆવ.

આ ગામોની હદ નકશામાં પીળા રંગથી બતાવેલી છે.

**ઇનામી ગામો**—આ ગામો લોકોને ઇનામ તરીકે મળેલાં હોવાથી એ ઇનામી અથવા જાગીરદારી ગામો કહેવાય છે. એની હદ નકશામાં

ઝાંખા પીળા રંગથી બતાવેલી છે. આ ગામો હાલ જુદા જુદા ગૃહસ્થોના વારસો પાસે છે. તે નીચે મુજબ.

**મોટા વરાછા**—પાઠકજીના વારસો પાસે છે.

**ભેસતાન**—સ્ટોરના વારસો પાસે છે.

**આભુવા**
**વેસુ**
**સણીઆમોદ** } વડોદરા રાજ્યમાં રહેતા નવાબ પાસે છે.

**દહેલાડવા**
**ભાણોદ્રા**
**ઊબેર** } અરદેશર કોટવાલના વારસો પાસે છે.

**ડીંડોલી**
**વાઝ** } ગંગાધર શાસ્ત્રીના વારસો પાસે છે.

**હવા ખાવાનાં ઠેકાણાં**—ડુમસ, ભીમપોર, અને વરાછા.

**મીઠું પકવવા લાયક જગા**—જીઆવ, બુડીઆ.

**મ્યુનિસિપાલીટીવાળાં સ્થળો**—સુરત, રાંદેર.

**જાત્રાનાં ઠેકાણાં**—**કતારગામમાં** કંતારેશ્વર મહાદેવની, **ડુભાલેમાં** હનુમાનની, **ભીમપોરમાં** ભીમપોરીઆ હનુમાનની, **ઉધનામાં** ભીડભંજન મહાદેવની, **ઉમરામાં** રામનાથ ઘેલાની, અને **ફુલપાડામાં** ગુપ્તેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે.

**બાગાયતી ગામ કોને કહેવાય ?**—જે ગામમાં શેરડી, આદુ, લીંબુ, પીંપર, હળદર, સુરણ વગેરે પાક થતો હોય તે ગામ બાગાયતી કહેવાય છે.

**ચોર્યાસી તાલુકાનાં બાગાયતી ગામો**—પુણા, કુંભારીઆ, કોસાડ અડાજણ, કતારગામ, મોટા વરાછા અને ભાઠા.

**કસ્બો કોને કહે છે?**—ગામથી મોટું અને શાહેરથી નાનું હોય, તે ગામ કસ્બો કહેવાય છે, ટુંકમાં પાંચ હજાર કરતાં વધારે માણસની વસ્તીવાળું ગામ.

**ચોર્યાસી તાલુકાના કસ્બા**—રાંદેર, કોસાડ, કતારગામ, મોટા-વરાછા, ભરથાણા અને સચીન.

# મોટાં ગામોની ખાસ જાણવાજોગ હકીકત

**સુરત**—તાપીને ડાબે કાંઠે છે, બરફી, પાપડી. વણાટકામ, સુખડ પર કોતરકામ, જમણ વગેરે વખણાય છે. અને જાણીતું શાહેર છે.

**રાંદેર**—તાપીને જમણે કાંઠે છે. કસ્બો છે, અહીંનાં રાંદેરીબોર વખણાય છે. વહોરાઓ પૈસાદાર છે. લગભગ શહેર જેવુંજ છે.

**કતારગામ**—વસ્તી અનાવલા બ્રાહ્મણની છે, જાત્રાનું ઠેકાણું છે. કસ્બો છે, તમાકુ, પાપડી, જમરૂખ, પાણીની ગોળી, કેરી, સાવરણી વગેરે વગેરે વખણાય છે.

**સચીન**—કસ્બો છે. એમાં નવાબ સાહેબ રહે છે, વસ્તી રજપુત. અને મુસલમાનની મુખ્ય છે. એક ગુજરાતી નિશાળ, કન્યા-શાળા, અને એક અંગ્રેજી નિશાળ છે. ત્રણ દવાખાનાં અને પોષ્ટ ઓફિસ છે.

**ડુમસ**—અહીંની હવા તનદુરસ્ત ગણાય છે, શેઠીઆઓના મોટા મોટા બંગલાઓ પુષ્કળ છે. વસ્તી કોળી, ખારવા અને માછીની છે. તાડનાં ઝાડ પુષ્કળ છે. એક નિશાળ, કન્યા-શાળા, પોષ્ટ ઓફિસ અને તાર ઓફિસ છે. જમરૂખ અને કેરી વખણાય છે, હવા ખાવાનું જાણીતું સ્થળ છે.

**ભીમપોર**—જાત્રાનું ઠેકાણું છે, હવા પાણી સારાં છે, એક નિશા છે, અને પોષ્ટ ઓફિસ છે.

**દેથના**—જાત્રાનું ઠેકાણું છે. એક નિશાળ છે. વસ્તી બ્રાહ્મણ, દેશાઇ, કણબી અને કોળીની છે.

**ઘોડાદરા**—આસપાલનું દહેરૂં છે. વસ્તી રજપુતની છે.

**મોટા વરાછા**—બાગાયતી ગામ છે. ગુજરાતી નિશાળ અને પોષ્ટ ઓફિસ છે, સુખડનાં ઝાડ થાયછે.

**સીંગણપોર**—તાડી વખણાય છે. મુખ્ય વસ્તી પારસીની છે. એક નિશાળ છે.

**વેડ-ડભોલી**—જમરૂખ વખણાય છે. વસ્તી રજપુત, કણબી, પારસી, અને કોળીની છે. બન્ને ગામોમાં ખજુરી અને તાડનાં ઝાડ પુષ્કળ થાય છે. ડભોલીમાં એક નિશાળ છે.

**ફુલપાડા**—તપોધન. માછી અને કોળીની વસ્તી છે, કાંઠે મુડદાં બાળવા તથા દાટવામાં આવે છે. એક નિશાળ અને પોષ્ટ ઓફિસ છે.

**અમરોલી**—બી, બી, એન્ડ સી, આઇ, રેલ્વે પહેલ વહેલી અહીં સુધી થઇ હતી. વસ્તી કણબી અને પારસીની છે. એક નિશાળ અને પોષ્ટ ઓફિસ છે.

**સાણીઆ**—અહીં શીતળા માતાનું દહેરૂં છે.

**કુંભારીઆ**—બાગાયતી ગામ છે. કેવડાનાં ઝાડો થાય છે. એક નિશાળ છે, વસ્તી કણબી અને બ્રાહ્મણની છે.

**તલંગપોર**—વસ્તી અનાવલા બ્રાહ્મણ, કોળી અને રજપુતની છે. એક નિશાળ અને પોષ્ટ ઓફિસ છે.

ખજોદ—ખજુરાનો પાક સારો થાય છે. એક નિશાળ અને પોષ્ટ ઓફિસ છે.

ભાઠા—મુખ્ય વસ્તી પારસી અને કોળીની છે. બાગાયતી ગામ છે. બોર અને પાપડી વખણાય છે. નિશાળ અને પોષ્ટ ઓફિસ છે.

ઊબેર—ઇનામી ગામ છે. મરચાં વખણાય છે.

## ખાતાં, તેના અધિકારી, અને તેમની ફરજો.

(૧) **મહેસૂલી ખાતું**—જીલ્લાનો ઉપરી અધિકારી કલેકટર સાહેબ છે, તેના હાથ નીચે તાલુકાનો ઉપરી મામલતદાર છે. ગામોના ઉપરી પટેલ-તલાટીઓ જમીનદારો પાસેથી મહેસુલના રૂપીઆ ઉઘરાવી તાલુકા તિજોરીમાં મામલતદાર સાહેબ ઉપર મોકલી આપે છે. મામલતદાર સાહેબ તગાવી, તિજોરી, લોકલફંડ વગેરે પર દેખરેખ રાખે છે અને ફોજદારી ગુના તપાસે છે. સરકલ ઇન્સ્પેકટર ગામોગામ ફરી ખેતરોની હદનાં નિશાન નક્કી કરે છે.

(૨) **ન્યાય ખાતું**—મુખ્ય અધિકારી મુનસફ છે. લેણદેણ વગેરેની ફરિઆદો સાંભળે છે.

**બાંધકામ ખાતું**—એનો ઉપરી ઓવરસિઅર કહેવાય છે. સરકારી મકાનો બાંધવા તથા મરામત કરવા વગેરેનું કામ કરે છે.

**પોલિસખાતું**—મુખ્ય અમલદાર સબ ઇન્સ્પેકટર છે. ચોરી, લુટફાટ, મારામારી વગેરે બાબતોની તપાસ રાખે છે.

**લોકલબોર્ડ**—ગામના માણસોએ પસંદ કરી ચૂંટેલા સભાસદોની સભા. આ સભા લોકલફંડના ખરચે, ગામની નિશાળો

ચલાવવી, રસ્તાઓ સુધરાવવા, કુવા, તળાવો રીપેર કરાવવા વગેરેનું કામ કરે છે.

**આબકારી ખાતું**—મુખ્ય અધિકારી આબકારી ઇન્સ્પેક્ટર છે. કેફી વસ્તુપર દેખરેખ રાખે છે.

**પોષ્ટખાતું**—મુખ્ય અધિકારી પોષ્ટ માસ્તર છે. કાગળો, મની-ઓર્ડરો વગેરે પહોંચાડવા બંદોબસ્ત કરે છે.

**હોસ્પીટલ ખાતું**—મુખ્ય અધિકારી હોસ્પીટલ આસિસ્ટંટ છે. મફત દવા આપવામાં આવે છે.

## સુરત શહેરની આઠે દિશાએ આવેલાં ગામો.

### (નકશો બતાવવાને ખાસ ઉપયોગી.)

**ઉત્તરે**—કતારગામ, વરીઆવ, વેડ, ડભોલી, સીંગણપોર, ટૂકી.

**ઇશાને**—ફુલપાડા, ઉતરાણ, વરાછા. નવાગામ. કાપદ્રા, કરંજ.

**પૂર્વે**—પુણા, સણીઆમોદ. અમરોલી, કુંભારીઆ, વેડછા, ઉમરવાડા.

**અગ્નિ**—દહેલાડવા, ડીંડોલી, ખરવાસા, વાંઝ, કપલેથા.

**દક્ષિણે**—ઉધના, ભેસતાન, ભાણોદ્રા, સચીન તલંગપોર. ઉંઆવ. બુડીઆ, ખજોદ. આભુવા, ભરથાણા, વેસુ, મજુરા. અલથાણ, ભીમરાડ.

**નૈઋત્યે**—અઠવા, ઉમરા, પીપળોદ, મગદલ્લા, ગવીઅર, ડુમસ, ભીમપોર.

**પશ્ચિમે**—અડાજણ, પાલ, ભાઠા.

**વાયવ્યે**—રાંદેર, પીસાદ, જાગીરપુરા.

